हरी ॐ

सत्यमेव जयते:

# શ્રી રાધા દામોદરજી વિજયતે.

શ્રી ભુલેશ્વર માંગલ્ય ગરબીમાં શ્રી નવરાત્ર પ્રસંગે
શ્રી આજક અને ચોરવાડના ( તડના ) ગીરનારા મંડળ
તરફથી ગવાએલાં ગાયનો.

यं ब्रह्मा वरुणेंद्र रूद्र मरूतः
स्तुन्वंति दिव्यैः स्तवैर्वेदैः सांग पद क्रमोपनी षदै
गांयंती यं सामगाः
ध्याना वस्थित तद्गतेन मनसा पश्यंति यं योगिनो,
यस्यांतं न विदुः सुरासुरगणा देवाय तस्मैनमः

પ્રસીધ કરનારઃ--રૂગનાથજી દુલભજી જોશી.

---

આવૃત્તી પેહલી.

સંવત ૧૯૬૬ પ્રત ૧૦૦૦ ઈ. સ. ૧૯૧૦

મૂલ્ય રૂ. ૦-૧-૦

શ્રી "સરસ્વતી" પ્રીન્ટીંગ પ્રેસ, ૩૩૨-૩૩૪, નાગદેવી સ્ટ્રીટ-મુંબઇ.

શ્રી



शुद्धां ब्रह्म विचार सार परमामाद्यां जगद् व्यापिनीं
वीणा पुस्तक धारिणी ममयदां जाड्यान्धकारापहाम् ।
हस्ते स्फाटिक मालिकां विदधतीं पद्मासने संस्थितां
वन्दे त्वां परमेश्वरीं भगवतीं बुद्धिप्रदां शारदाम् ॥ १ ॥

૨

જય અંબેશ્વરી તુજ સ્થાપના કરી
અનેક દેવ જ્યાં વસેછે ત્યાં ખરેખરી.

અગ્રેસર અનુપમ શ્રી મંદીર, બાલ કૃષ્ણુ નીરધાર
વૈષ્ણુવ જન જ્યાં ઝાંખી કરવા, જાતા અપરંપાર—જય.

ભાવ ભાવનાં દર્શન આપી, દેતા ઉર આનંદ
ગ્વાલ ભોગ શ્રંગાર મંગલા, શ્રી ગોકુલના ચંદ--જય.

ભૂલેશ્વર મહાદેવ બીરાજે, મુંબઇ જગ વીખ્યાત
હર હર શંભુ શબ્દ ગાજતા, જ્યાં નિશદિન સાક્ષાત—જય.

ઉમા પતિ શંકર મહા સમરથ, ફણીધર ભુજંગધારી
નામ સાંભલી ડરે અધર્મી, તેની રહી રખ વાલી—જય

...કે કરી બેઠા હાટકેશ્વરા, ભુલેશ્વરની જોડ
ભોળા નાથ સદા ભકતોના પુરતા મનના કોડ—જય
પંચ મુખી હનુમાન હાંક દઇ બેઠા શંકર પાસ
પવન સુત મહા બળવંતા સીતાપતિના દાસ—જય
જગન્નાથ બાલાજી નજીદીક, શોભે આપોઆપ
લાખો જન નિત્ય દર્શન આવે, હણવા મન સંતાપ—જય.
બાલાજી મંદીરની બાજુ, ગાયત્રીનું સ્થાન
શરણ રાખતી શરણાંગતને, દેતી સુખ નિદાન—જય.
નાનકડું પણ રમણિક મંદીર, રામતણું પ્રખ્યાત
જેના ભકત બડા બજરંગી, કરે ચોકી સાક્ષાત—જય
દાનવ જુથ હણી રાવણને, ક્ષણમાં નાંખ્યો મારી
તે પ્રભુ રામ બીરાજે થડમાં, અંશ રૂપે અવતારી—જય.
સામુદ્રિક માતાનું મંદીર, આવ્યું રામનીપાસ
સનમુખમાં શ્રી નૌનીત લાલજી પ્રભુ તણો છે વાસ—જય.
બળવંતા દાઉજી શોભે, હળ આયુધ કર સાહી
બેઠા જાણે પાસે આવી ગરબી જોવા આંહી—જય.
પડખામાં મંદિર દાઉજી પરમ પ્રતાપી દેવા
સેવા સમરણ કરે સકળ જન, કૃપા પાત્ર પદ લેવા—જય.
ભુલેશ્વર શોભે રઢીઆળું, ઘણા દેવનાં સ્થાન
પરમ પવિત્ર મહા સુખકારી, ત્યાં છે દેવી ધામ—જય
પધારજો સ્તુતિ સાંભળવા માતાની ગુણગાન
દરશાવ્યું ઠેકાણું દુર્લભ થાશે તમ કલ્યાણ—જય

૩

આપો અભય વચન વરદાન, અંબા માવડીરે—જગ ઉદ્ધારણીરે.
આપો૦

શિશુ આ તારાં અરજ કરેછે જગદંબા તુજ ધ્યાન ધરેછે
વિપત હરો અમ માડી અસુર સંહારણી રે. ( ૨ ) આપો.
ઉછરંગે રમીયે નવરાત્રી, તુજ ખોળે સાક્ષાત વિધાત્રી,
થઈ થઇ તાલ મૃદંગે મા સુરેશ્વરીરે. ( ૨ ) આપો.
હૃદય રંગ જમાવી માતા દુર્લભ ગુણ તમારા ગાતા,
ચહાતા કૃપા તમારી મા ભુવનેશ્વરી રે ( ૨ )
આપો અભય વચન વરદાન અંબા માવડીરે—જગ ઉદ્ધારણીરે—
આપો૦

૪

જીવ જીંદગી ચાલી જાય........મનથી જરા લે ચેતી,
તરવા સાધન શું થાય........તનથી કરી લે ખેતી.

મોહ ધરી શું દિવસ ગુજારે
નથી જીવવું એ ભવ તારે

પ્રીતી મુરારી, કરજો સુખકારી ( ૨ ) સેવી પ્રભુપદ ભાઇરે—જીવ.

દુર્લભ તન મન પ્રભુમાં સ્થાપી
દે ભવ બંધન તૃષ્ણા કાપી

સદા સહાય થશે જો, મરદાઇ હશે તો ( ૨ ) લુંટે પછી નહિ
કોઇરે—જીવ

૫

છોડી દે પ્રાણી અભિમાન થાશે તુજ હાલ નઠારારે—છોડી.
લંકાનો રાજા રાવણ રણમાં રોળાયો મદમાં
ઉડી ગયું સમરથ મહારાજ કેવું તડ ડ ડ ડ ડ ડ ડ રે—છોડી.
હરણ્યા કંસ ભૂપ કેવો કોઈથી ન મરતો એવો
પ્રભુએ ધરીને નૃસિંહ રૂપ ચીર્યો ચરરરરરરરરે—છોડી.
ઉરમાં અભિમાન રાખે કદિ નહિ તે વ્હાલો સાંખે
નાંખે ત્રિખેરી તેને પળમાં ફેંકે ખ ર ર ર ર ર ર રે—છોડી.
શરણાંગત સ્વામી વહાલા, કરે બાળ કાલાવાલા
દુર્લભ સમતાના હૃદે ગુણ નચાવો થ ન ન ન ન ન ન રે—છોડી.

૬

એ.......ધર્મ શાસ્ત્રની રીત બગાડી કન્યા વિક્રય ના કરતા,
ગરજ સારવા ધનને માટે શું ઘટ પાપ તણો ભરતા—ધર્મ.
અધમ વિત્ત લઈ સુખની આશા, મુરખ મન ધરી મલકાતા,
પરધન પાપનું ભેલું કર્યું પણ, આખર દુખિઆ બહુ થાતા.
તાણ પ્રભુથી કરી ખરેખર જમવાટે અથડી મરતા
ધર્મ શાસ્ત્રની રીત બગાડી કન્યા વિક્રય ના કરતા—એ........

૭

ભજ લે શંકર ભોલારે વારમવાર
સચ્ચિદાનંદન બ્રહ્મસ્વરૂપમ જેને પ્રીય વિભુતી ગોળારે વારમવાર—
ભજ લે.

ગળે રૂંઢમાલં શશિધર ભાલં ભુષણુહાર ભુજંગા રે વારમવાર—
ભજ લે.
ગંગા ધારણ કામ વિદારણ ઉમયાજી અરધં ગારે વારમવાર—
ભજ લે.

૮

કૃપાળુ દેવી આશ અમોને તારી
આશ અમોને અંબે તારીરે. ( ૨ )
અતુળ બળ શક્તિ ધારી ભક્તોનાં દુખડાં ટાળો
આપો મતિ માતા સારી સારીરે—કૃપાળુ.
ભક્તિરંગ ઉરમાં નાંખો બાળોને શરણે રાખો,
ગાઈએ સ્તુતિ દુર્લભ વારી વારીરે—કૃપાળુ દેવી.

૯

મહાકાલી સુખકર દુઃખ ટાલી સકળ સાથમાં ભજી તમને.
અઘ હારી માડી શાંન્તિપદ માગીએ જી
પાવા ગઢ વસનારીમા ઉત્તમ સ્થાનકે જી
ધરી ધ્યાન તારૂં સદા સારૂં, સકળ સાથમાં ભજી તમને.
ભક્તોની રક્ષણહારી વિઘ્ન હઠાવજે જી
બની વિકરાળી અસીધારી, સકળ સાથમાં ભજી તમને.
મલીન વિચારો ઇર્ષા ઉરના ખસેડજે જી
દઈ મતિ સારી બુદ્ધિ શાળી, સકળ સાથમાં ભજી તમને
ભજે બાળ તારાં સ્નેહે નિડર બનાવજે જી.

કરી કૃપા માતુ રખવાળી, સકળ સાથમાં ભજી તમને
અઘહારી માડી શાંતીપદ માગીએજી—મહા.

૧૦

ગૌમાતા ગુણલા તારા ગાઈએ સદભાવથી રે,
સેવે તને મોટા મોટા મુનીરે હોંસે—ગૌમાતા.
આપેછે અવની જનને દુધ દહીં મીઠડાંરે,
પાળેછે સકળને જુગધારી રે હોંસે—ગૌમાતા
ખટ રસ રિદ્ધિ સિદ્ધિ તુજના પ્રતાપથી રે,
સાચી વિશ્રાંતી લઈએ તુંથીરે હોંસે—ગૌમાતા
તેત્રીસ કોટી દેવો તારા રૂવે રૂવે વસતારે,
કૃષ્ણ ચરાવે ધરી ગેડીરે હોંસે—ગૌમતા
ધેનુની રજકણ માથે સરવે ચઢાવ જો રે,
કહે દાસ દુર્લભ પુજો ગઉરીરે હોંસે—ગૌમતા.

૧૧

દેવી વૈષ્ણવી જય જય કરજે ( ૨ )
ગરૂડ વાહીની હે કલ્યાણી શંખ ચક્ર ગદધારા,
કૃતિ તારી શારદ હારી, માનવ મતિ શું કરશે—દેવી.

ધરી પીત શૃંગાર (૨)
સુંદર ભુજા શોભે ચાર
કરવા ભકતનો ઉધાર
બદ્રીકાશ્રમ વિહાર

વર દેનારી માત ભારતી તીમર તુલજા હરજે,
કૃતિ તારી શારદહારી, માનવ મતિ શું કરશે—દેવી.

૧૨

વિદ્યાતણું દાન લહો ગુણવાન હેતે જ્ઞાન વધારો,
દીલ અજ્ઞાન ટાળો બુદ્ધિ બળને સુધારો. વિદ્યા૦

સાખી.

સાચું ધન વિદ્યાજ છે, વિદ્યા ત્યાં સુખવાસ;
ભણજો વિદ્યા ભાવથી, જઈ સદ્‌ગુરૂની પાસ.
થશો વિદ્વાન મળે તો માન મોટું ઉર વિચારો. વિદ્યા૦

સાખી.

વિદ્યા સમ દેવત નથી, અન્ય સષ્ટિ મોઝાર;
મનવાંચ્છિત ફળ આપતી, સદ્ વિદ્યા નિરધાર.
લગાડી ચિત્ત સદા અચલીત દુર્લભ પંડિત થાઓ. વિદ્યા૦

૧૩

તું મમત ધરીશ નહિરે કદી દીલે.......
આ અવતાર સુધાર દીન ભાવે, ભ્રાંતિ ભાંગી ભારી તારી–ટેક.
નહિ લેખતો વિચારતો સંસાર માંહી સુખ છે
આધિ ઉપાધિ વ્યાધિ આદી પરમ મોટાં દુઃખ છે
ભળ ભાવથી ગોવીંદના ગુણ ગાઇ સાચા સંગમાં
પળ ના ગુમાવીશ વ્યર્થ દુર્લભ ભજન કરજે રંગમાં–ટેક.

૧૪

જીવ અરે તું શું જગ આવ્યો હરી સમરણ હૈયે નવ લાવ્યો-જીવ
અહંતા મમતામાં વિંટલાયો, ધીઃક તને અવતાર બગાડયો-જીવ.
સત્ય અસત્યે પ્રતિત ન જાણી, ઈંદ્રિય ક્ષણિક સુખે હડકાયો-જીવ.
આખર તારાં કર્મ કરેલાં ભોગવવા ભવમાં અથડાયો- જીવ.

૧૫

સંત સંગતી મહાસુખ દેતી પરમ પદે પહોંચાડે જે,
તે પ્રભુજી હૃદયામાં સ્થાપો ઝટપટરે જીંદગી જાય છે.
જેનું મહાતમ મુનીજન ગાયે,
વેદ પુરાણોમાં વખણાએ,
જેના સ્પર્શથકી મહાપાપી, ધર્મ માર્ગ સીધો લઇ લે—તે પ્રભુ૦
જેનાથી ચિત સ્વાધીન રહેતું,
મોહ જાળથી ના પ્રસરાતું,
જેના પરમ પ્રતાપે દુર્લભ જન્મ મરણની ટળતી ભે-તે પ્રભુ૦

૧૬

ભાગ્ય વિના નહીં મળે પરમ સુખ ભાગ્ય વિના નહીં મળે.
જે હોય તે પણ ટળે પરમ સુખ ભાગ્ય વિના નહીં મળે.
કષ્ટ સહન કરી સંચય કીધું નાણું સુખને માટ
અણધારી આફતથી સઘળું જતું રહ્યું સુસવાટ
અરધું ક ચોરે લુટયું બાકી કુસંગે ખુટયું
જીવ શોચ પછી શું કરે (૨) પરમ સુખ ભાગ્ય વિના નહીં મળે.

સાખી.

ધાન્ય ક્ષેત્રમાં વાવીઉં ઉછર્યા છોડ અપાર
ટીડો પડીઆં પાકતાં કર્મ ખેલ કીરતાર
જીવ શોચ પછી શું કરે (૨) પરમ સુખ ભાગ્ય વિના નહીં મળે.

૧૭

બનજો આતમ જ્ઞાનીરે પ્રાણી જેથી ફેરા ટળે
ગણજો દુનીઆં ફાનીરે હાણી એથી કશું ન વળે-બનજો૦
આશ્રય રૂપ હરી એક સાચા બાકી કાચા તંત
પ્રેમ ધરી વળગો વ્હાલાને છોડી વ્યર્થ ભવ ફંદ
વળશે દહાડો એથીરે, વહેલા મોડો કહું છું ખરે —બનજો૦
ખટરિપુ શત્રુને છેદો, છેદો મલીન મન-પુર
શાંતિ રૂપ સ્મરણ અવલંબી, દંભી હૃદય કરો ચુર
નડતા કાંટા કાઢોરે, સાધો પછી જોગ ફળે— બનજો૦
અંતરને અવીકારી રાખી અનુભવ લો સુખકાર
જ્યોતીરૂપ અખંડ પ્રકાશિત નિત્યાનંદ શુભકાર
નિશ્ચે પછી તારૂંરે ઠેકાણે મન બેસી ઠરે— બનજો૦

૧૮

મુખ કૃષ્ણ કૃષ્ણ ભજ પ્રાણી
અવસર આવો કેમ જવા દે, લે પરિબ્રહ્મ પીછાણી-મુખ૦
તર્ક શકતી માનવને આપી, અન્ય જન્મે નવ મળતી,
તર્ક થકી ઇશ્વરમય થાવું, વેદ વાણી ઉચરતી-મુખ૦

હરીજન જે સાચા ભકતો, તે અક્ષય સુખ માણે
દુર્લભ દેહ ધરી વીષયોમાં, અમુલખ તક કાં ગાલે–મુખ૦

૧૯

કુમતી કેમ ચડી મુરખ તને કુમતી કેમ ચડી
જીંદગાની જો જાય ઘસાતી વસ્તુ હજી ન જડી–મુરખ૦
મમત કરી મન મોટપ વહોરી પહેરી લોહ કડી–મુરખ૦
વ્યભીચારને વહાલો લેખી ફરીઓ થઇ ફકડી–મુરખ૦
ભકત જનોની નીંદા કરતાં ડરતો ના તું જરી–મુરખ૦
ભેદ ન ભાંગ્યો બ્રહ્મ મનનથી મદમાં જઇ વકરી–મુરખ૦
હુંપદથી હરી દુર હમેશાં એ શીખ કડવી પડી–મુરખ૦
દાસ દુર્લભ કહે મતી સુધારી જા સંસાર તરી–મુરખ૦

૨૦

સંસારી સંસાર વાસના તજી હવે વિશ્રાંતી લે.
કશો ન દહાડો વળશે એથી રામ ભજન હીત સાધી લે
રામ ભજન હીત સાધી લે–જીવ રામ ભજન હીત સાધી લે–સં૦
આખર તારૂં કોઇ નથી એમ મનથી મુરખા ધારી લે
રામ વિના એક રામ વિના જીવ સમજી તારૂં સુધારી લે
સમજી તારૂં સુધારી લે જીવ સમજી તારૂં સુધારી લે–સંસારી૦
આશાના અંકુરો તારા, બાળી ખાખ બનાવી દે
દુર્લભ તત્વ પીછાણી વેગે જન્મ મરણ ભય ટાળી દે
જન્મ મરણ ભય ટાળી દે જીવ જન્મ મરણ ભય ટાળી દે–સંસારી૦

૨૧

તજો જીવ પાપ તણા સહુ ચાળારે
રાખી હૃદયે હરી લટકાળા—તજો જીવ.
અભીમાન ઉરે નવ ધરજોરે, નમ્ર વાણી સદા ઉચરજોરે
એમ તરવાનું સાધન લેજો-તજો જીવ૦
ચોરી ચાડી અનીતિથી ડરજોરે, ધોરી માર્ગ ધરમનો પકડજોરે
ભળી ભકતી આનંદે ઉગરજો—તજો જીવ૦
ઇર્ષા અન્ય તણી પરી હરજોરે, ચિંતે શ્રેય સકળનું ચહાજોરે
કૃપા પાત્ર પ્રભુના ગણાજો—તજો જીવ૦
ભાવિક ભકત પ્રભુના થાજોરે, દુર્લભ ગુણ નિરંજન ગાજોરે
ભુલી માર્ગ ન ઊંધે વળજો—તજો જીવ૦

૨૨

અરે જન ચેતી લો આ વાર કહું હીતકારી
રહેવું અલ્પ સમય સંસાર જીવન ધારી
રટીલો કરૂણાળુ કીરતાર, પરમ આધારી, જેથી મળે મોક્ષનું દ્વાર-
અરે૦
નિર્મળ બુદ્ધ વચન સત્યતા ધરો હૃદયમાં સ્થીર
કામ ક્રોધ જીતો હીંમતથી થઇ મહા શુરવીર બનો અવિકારી-
અરે૦
વિષય વાસના કષ્ટ રૂપ છે કરે મુકિત અટકાવ
મન ઇંદ્રિય સ્વાધીનમાં રાખો, લઈ સત સંગત દાવ, ભાવ ઉર
ધારી–અરે૦

વિષવત સુખમાં જીંદગી રોળી, અથડાશો માં ભાઇ
દુર્લભ સત્વર અવીચળ સુખરૂપ, કરજો સત્ય કમાઇ ભજી સુખકારી
અરે૦

૨૩

ગુણ ગાઈએ માતાજી તારા બહુચરીરે, ધરી વહાલ સુખદાયની
દુખ હરીરે-ગુણ૦
કર ત્રિશુળ ધરી અસુરને સંહારતીરે, દેવી ભકતને અભયપદ
આપતીરે
અવીનાશીની જુગેશ્વરી ભય હરીરે—ગુણ ગાઇએ૦
અતુલ શકિત ધરી સકળને સંભાળતીરે, તાપ ત્રિવીધ ત્રિલોકના
વિદારતીરે
માડી કષ્ટદાય ભ્રષ્ટ મતી કરી પરીરે-ગુણ ગાઇએ૦
વિદ્યાદાન રૂડું જ્ઞાન હૃદે સ્થાપતીરે, અભીમાનને અજ્ઞાનને હઠાવતીરે
હણી શોકને આનંદમાં વસાવતીરે-ગુણ ગાઇએ.
માડી સેવે તને મુની દેવતારે, કૃપાપાત્ર થવા ફુલથી વધાવતારે
પડે પાય વંદે પ્રીતથી પરમેશ્વરીરે-ગુણ ગાઇએ૦
માડી બાળની વીનંતી ઉરે ધારજોરે, દયા લાવી દેવી શરણમાંહી
રાખજોરે
સુણી અરજ દુર્લભ જન્મ આ સુધારજોરે-ગુણ ગાઈએ૦

૨૪

જાઓ જાઓ આર્ય વારે કોઇ જાઓ
ઝટ જઇ ગાય માતાને ઉગારો-જાઓ જાઓ.

માત દુખી થાય તમારી કાં જાણો નહીં કોઈ
ધાઓ વીરો ધાઓ વીરો બેસી ન રહો જોઈ-જાઓ જાઓ.

દુધ દહીં ઘી માખણ ખાતાં ગુણ કેમ ભુલી જવાય
હાય વધ થાય ગૌ માતનો કેમ જોઇને બેસી રહેવાય-જાઓ જાઓ

અન વસ્ત્ર ને સુખ વૈભવ જે ભોગવો છો આપ
કેછે લક્ષ્મીદાસ એ તો ગાયનોજ પ્રતાપ-જાઓ જાઓ

૨૫

જુલમ થાય ભારીરે (૨)
કન્યા બીચારી કરે લાચારી લીઓ ઉગારીરે-જુલમ.
હાય વેચાઉં ગાય કેવાઉં દોરે ત્યાં જાઉંરે,
કહેવાઉં દુઃખી છતાં કે સુખી મુંઝાણી કરૂં શું રે જુલમ
દ્રવ્યને માટે ટાંગે છે મોલે પિતા તેણી વાર
જુવે કજોડું એ દુખ થોડું કેમ સુધરે સંસાર-જુલમ.
વળી કુળ મોટપ ભોળવી વાળે છે એ દાટ
ન જુવે કાંણો કુબડો લંગડો દ્રવ્યને એ માટ-જુલમ.

૨૬

આજે જય જય જય જય જયકાર થયો રૂડો મીત્ર સમાજ આજ
આવી મળ્યો.
ભવાની ઓછવ કરો સ્વદેશ હિત ચિત ધરો-જય જય જય જય૦
કરો આનંદ આજેરે દીલે ભાવ ધર્યો અમને હૈડે ઉમંગ આજ
ઓર થયો.

દઈએ આશીશ અમે ધન્ય પરીશ્રમ કરે-જય જય જય જય૦
કરો કલ્યાણ પ્રભુ સહુ સમાજનું આજે-જય જય જય જયં૦

૨૭

માનો શીખ સારી મારી ઉલટ ઉમંગ ધારી
પામો સઘળી સદાની લહાણી આ જગમાં
રિધ સિધ વાની મળે મનના ઉમંગ ફળે
અંગે કરે ખરે શ્રમ ભણવાનો
વિદ્યા ગુણકારી અતી લોકમાં છે સુખકારી
કરે અવર સહાય અતિ સંકટમાં
પામે પદવી ભારી ધારી જેણે વિદ્યા ગ્રહી સારી
શારદા ભુષણ નર આ જગમાં
માની અલ્પ મતી મારી સેવો તમે વિદ્યા બાઇ
નિશ્ચે માન પમાડે અતિ જનમાં
વિદ્યા હીણ મુર્ખ છાપ ફોકટ પસ્તાયે આપ
( માટે ) શારદા સેવો તમો અંતરમાં

૨૮

જય જગદંબે (૨) માત ભવાની સ્તુતી સદા ઉરમાં ધરજે
હે અસુરારી વિજયકારી ત્રિવિધી તાપને તું હરજે
કામ ક્રોધથી મસ્ત બનેલી દુરબુદ્ધિને દુર કરજે
સત્વર આવી રક્ષક થઇને ભકતી ભાવના પ્રેરવજે
અખીલ વિશ્વમાં શાંતી પ્રસારી સેવક જનને સુખ કરજે-જય. (૨)

૨૯

પ્રણુવો પ્રીતે મોરારી શંખ ચક્ર ગદા ધારી
ભવ સિંધુ દેશે તારી ઘનશ્યામ શ્રી મોરારી ૧
ગિરિરાજ હસ્ત ધાર્યો સુરેશ ગર્વ ટાળ્યો
ભય ગોપનો નિવાર્યો ઘનશ્યામરે મોરારી ૨
સ્વહસ્તે કંસ માર્યો ગજેંદ્ર સેજ તાર્યો
અજમેલને ઉધાર્યો ઘનશ્યામરે મોરારી ૩
નૃસિંઘરૂપ ધારી રિપુ હિરણ્ય મારી
પ્રહુલાદને ઉગારી ઘનસ્યામરે મોરારી ૪

૩૦

મુર્તી શોભે શી માની અનુપમ ખરીરે
અનુપમ ખરીરે શુદ્ધ સત્વે ભરીરે–મુર્તી૦
કનક વલય કર કંકણુ ધારી ઓઢી શીરપર સુંદર સાડી
શુદ્ધ સ્ફટીક મણીમાળા ઉરે ધરીરે–મુર્તી
કરી રમણુ લીલા તનુ ધારી ભકત ઉધાર્યો દુષ્ટ વિદારી
કરી સ્થાપન ધર્મ રહ્યાં સ્વરૂપે ઠરીરે—મુર્તી૦

૩૧

અખીલ વિશ્વમાં રહી તું આદ્ય ઇશ્વરી
ત્રિલોકવાસ નહિ અવાસ જગ ચરાચરી
નારદ શેષ સુર નરેશ પ્રણુત શ્રી ધરી (૨)

જય જય જય જય
સુખદા શરણુ દુખદા હરણુ કર કૃપા જરી—અખીલ૦
વિદારી દુષ્ટ દૈત્યને તેં વિજય ભારતી
પ્રસારી શાંતી સૃષ્ટીમાં એ તુજ પ્રભા કૃતી
દિવ્ય જ્ઞાન આપી દાન કાપ કુમતી
નમી નમી નમી નમી
પ્રણુત બાળ લે તું ભાળ માત ભગવતી—અખીલ૦

૩૨

મદ માયામાં ફરનારારે જરા ચેતી લે ચિતે વિચારી
તજી ધન ધરા સુત નારીરે, આખરે તો જવાની છે વારી—મદ૦
જાયા તે જાશે ને જાશે તે થાશે એ આવાગમન દુખીઆરી,
નવાં નવાં નામ નિશ્ચે ધરી ભાઇ (૨) લેવા ચોરાસી નીહાલી
ભાઇ ભાઇ લેવા ચોરાશી નીહાલીરે—જરા ચેતી
હાડ પીંજર ત્વચાએ મઢેલો માંહી રૂધીર કફ વીકારી,
પંચ તત્વો તણી દેહ પરાઇ ભાઇ (૨) માટીમાં માટી થનારીરે
ભાઇ ભાઇ માટીમાં માટી થનારીરે—જરા ચેતી લે૦

૩૩

જય જય જય માત દયાળી
દેવી વિજયા વિજય જયશાળી—જય૦
ચંડ મુંડાદી દૈત્યો સંહારી
દીધો વસુધા ભાર ઉતારી—જય૦

ત્રિનેત્રા ત્રીશુળ કર ધારી
કર રક્ષા હે અઘ હરનારી—જય૦
ગ્રહી શર્ણ સેવક ગુણ ગાએ
પ્રેરો ભક્તિ રૂદેમાં હે માએ—જય૦

૩૪

ચાલો સજન સહુ સંયમ વૃતીથી અગમ પ્રદેશે મહાલીએ
દ્રશ્ય પ્રપંચથી જે છે નીરાળો એવા " શ્રીનાથ " નીહાળીએ
શાંતિનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું જ્યાં તાપ ત્રિવિધના ટાળીએ
ભય કે શોક મોહ જેના પ્રભાવે ત્રાસિત થઇ દીન ભાળીએ
ભાવના યુક્ત શુધ્ધ પ્રયત્ન પામી અંતે અમુલ્ય આ ધામને
" શ્રીનાથ " પ્રભુમાં અભેદ ભાવે વૃત્તિ વાલી વિરામીએ—ચાલો૦

૩૫

ભુલે શું ભવ અવનીની માંય (છે) પ્રપંચ સહુ માયાનો મિથ્યાય-ટેક
રીઝવતો આશાદેવીને વિવિધ ભાવના માંય
અનેક જન્મનો ભોગ ધરીશ પણ દેવી તૃપ્ત નહીં થાય-ટેક૦

ધુમ્ર બાચકા સમ આશાના વૈભવ સર્વ જણાય
છતાં મુઢ શું મહાલી મમતમાં કર બચવા ઉપાય-ટેક૦

નહિવત આ શુન્ય સ્વરૂપમાં રહે શું રાચી લપટાય
કરની રક્ષણ સત્ય વસ્તુનું અંતર શત્રુ વિલાય—ટેક૦

મુળથી આ દુ:ખરૂપ જગતને ધરી મન મુંઝાય
(પણ) જગત માત્ર વીલાતાં એકજ નાથ જણાય—ભુલે શું૦

૩૬

જીવ જો તું નિહાળી વ્યર્થ આયુષ્ય વહી જાય—વ્યર્થ૦
જાય જીવ તારૂં, વ્યર્થ આયુષ્ય વહી જાય
ઉતમ દેહ મનુષ્યની પામી, બુડે અરે શું ભવમાંય
ભવમાંય જીવ તારૂ, વ્યર્થ આયુષ્ય વહી જાય
શકતીમાં રૂપું અજ્ઞાન નેત્રેથી ભાળી શું મુંઢ લોભાય
લોભાય જીવ તારૂં વ્યર્થ આયુષ્ય વહી જાય
શ્રીનાથ પ્રભુને વીનવી વિવેકે, કર સફળ આ કાય
કાય જીવ તારૂં, વ્યર્થ આયુષ્ય વહી જાય.

૩૭

સુજન સહુરે વિક્રય કન્યા અટકાવો
વર્ણાશ્રમે શ્રેષ્ટ ગણાઓ, દ્રીજનું અભિમાન ધરાવો
એ આર્ય જરા શરમાઓ, વિક્રય કન્યા અટકાવો-સુજન૦

સાખી

તનય વૃક્ષ ઉછેરીને, નવ પલ્લવ જવ થાય;
સ્વાર્થે કૃત્ય નીચ એ કરે, જે કરે નહીં કસાય.
શું વૃદ્ધ વરને પરણાવો, લઇ પૈસા શું હરખાઓ,
વીક્રયથી લેશ લજાઓ, વિક્રય કન્યા અટકાવો—સુજન૦

## સાખી

શીવ ધન સમ ધન પુત્રીનું, એથી શ્રાદ્ધ જો થાય;
પીંડ દાન પિત્રુ તજે, અન્ય દેવ દુવાય.

સજી સંપ ઐકયતા લાવો, એ આત્મ વૃતીને બુઝાવો,
જય વદશે રત્ન બાળાઓ, વિક્રય કન્યા અટકાવો—સુજન૦

## ૩૮

ભજ અવિનાશી મુંઢ અરે (૨)
દિન દિન ભટકત દામ દામ કરી, વ્યર્થ જતી જીંદગાનીજી
છોડ પ્રપંચ સબ મોહજાળને (૨) કરી લેહી સત્ય કમાણી-ભજ૦

શીરપર ભમતો કાળ ફાળ ભરી (૨) લેશે ક્ષણમાં શાણાજી
ગણો અનિત્યા કાય કારમી, સાધી લેહી બ્રહ્મ નિશાની—ભજ૦

## ૩૯

રહી નિરંતર લુબ્ધ ભકતીમાં, પ્રીતે ભજો ભગવાન
શીદ મોહજાળમાં ફસે જીવ તું બની અંધ અજ્ઞાન
જળ પ્રવાહ સમ ચપળ જીંદગી જશે જીવ ઘસડાઇ
કાળ ચક્ર શીરપર ભમતું તે થશે પલકમાં સહાઈ
સંસાર મીથ્યા લે માની, આખર થવાનું વાની
ભમે શું મૃગ ભ્રમણાની માંય, જગતમાં રહ્યું નથી સ્થિર કાંય-રહી

## સાખી

કાળે દુર્યોધન ગયો, ગયો ભીમ ભડવીર;
કાળ ઝપાટે કાંકરા, થયા ગીરી ગંભીર.

બ્રહ્મ સત્ય સ્વરૂપ મન ધાર, વિશ્વમાં નિત્યપણે રહેનાર-રહી.

૪૦

વહેતું કાળ સમીપ આ સર્વ, જગતતો વહી જશેરે,
નથીરે નિત્ય નીરામય કોઇ, અવધીએ વહી જશેરે,
અવધીએ વહી જશેરે, તત્વમાં સમી જશેરે—વહેતું૦
રહી દુર દેહાધ્યાસથી શુદ્ધ સ્વરૂપને પીછાનજો,
તદાકાર વૃત્તિ બ્રહ્મ વીષે બ્રહ્મ સ્થીતીથી રોપાવજો
નહીવત આ સંસારને, પ્રીતી થકી નહીં સેવજો
જીવત જાયે વ્યર્થ તે, ભણી લક્ષ દઇને હેરજો—વહેતું૦
ત્રિવિધ તાપ અવીકળ પણે, પ્રારબ્ધ વેગે ભોગવી
કરી સમ દ્રષ્ટી સર્વથી, અંતરાત્મ પ્રત્યે યોજવી
મહા વિચીત્ર અનાદિ શાંત માયા સ્વરૂપને વીચારજો
જીવાત્મ ભાવ અભેદ ભાવે તરી આપ કુળ તારજો-વહેતું૦

૪૧

આદ્ય શકિત હે આશાસુરી મા ઇશ્વરી પ્રેમેથી લાગું પાય
અસુર અનેક હાથે હણ્યા મા ઇશ્વરી જોગેશ્વરી જગમાંય-આદ્ય૦

શકતી રૂપે રહી સૃષ્ટીમાં હે ઇશ્વરી ત્રિલોકમાં તુજ વાસ
સિંહ વાહન સ્વાકારી મા ઈશ્વરી, ટાળ્યો દૈત્યોનો ત્રાસ-આદ્ય૦
ભકત આધીન ભવાની મા ઈશ્વિરી બીરાજ્યાં શંખલપુર
ચંડ ને મુંડ દૈત્યો હણ્યા મા ઈશ્વરી, હણ્યો તે મહીસાસુર-આદ્ય૦
અશ્વિન માસ સોહામણો મા ઈશ્વરી, નવરાત્રી કેરા દીન
ગરબે રમે છે ઉમંગે મા ઇશ્વિરી, તાલ મૃદંગ સહીત-આદ્ય૦
બ્રાહ્મણ વેદ ધ્વની કરી મા ઇશ્વરી, નિર્મળ ગુણ તુજ ગાય
ત્રિશુળ ચક્ર હસ્તે ગ્રહી મા ઇશ્વરી, શીશુની કર રક્ષાય— આદ્ય૦
કષ્ટ નિવારી દયા કરી મા ઇશ્વરી, સુબુદ્ધિ સત્વર આપ
ભવાબ્ધિ દુખ ભાંગી ત્વરા મા ઈશ્વરી, ભકતી હૃદે સ્થીર સ્થાપ-આદ્ય૦

## ૪૨

હે અસુરારી વિજયકારી, વીનતી અમારી ઉર ધરજે (૨)
સન્મતિ આપી બાલક દીનને (૨) ભ્રષ્ટ મતીને શુધ્ધ કરજે.
માંગલ્ય ગરબી સ્થાપી છે તેમાં (૨) આર્ય જનોને પ્રેરવજે—હે૦
શાંતી પ્રસારી તું દયા લાવી (૨) મન કાર્યો પુરાં કરજે
ગાએ સ્તુતી દાસ તમારી, વિધ્ન સર્વે તું હરી લેજે—હે૦

## ૪૩

### આરતી

જય આદ્યા શકિત મા જય આદ્યા શકિત
અખંડ બ્રહ્માંડ નિપાવ્યાં (૨) પડવે પંડીત મા,
જયો જયો મા જુકત અંબે. ૧

દ્વિતીઆ બે સ્વરૂપ શીવ શક્તી જાણું મા, શીવ શક્તી જાણું,
બ્રહ્મા ગુણપતી ગાવું (૨) હર ગાવું હર મા—જયો જયો૦ ૨

ત્રીતીયા ત્રણ સ્વરૂપ ત્રીભુવનમાં બેઠાં મા, ત્રીભુવનમાં બેઠાં
ત્રટસ્થકી ત્રવેણી (૨) તું તરવેણી મા, જયો જયો મા૦ ૩

ચોથ ચતુરા મહાલક્ષ્મીજી સચરાચર વ્યાપ્યાં મા સચ૦
ચાર ભુજા ચો દિશા (૨) પ્રગટયાં દક્ષીણમાં, જયો જયો૦ ૪

પંચમી પંચ રૂષી પંચમા ગુણ પદમા મા પંચમા૦
પંચ સહસ્ત્ર ત્યાં સોહીએ (૨) પંચે તત્વોમાં મા, જયો જયો૦ ૫

શષ્ટી તું નારાયણી મા મહીષાસુર માર્યો મા મહીષા૦
નરનારીના રૂપે (૨) વ્યાપ્યાં સઘળે મા, જયો જયો૦ ૬

સપ્તમી સપ્ત પાતાળ સાવીત્રી સંઝામાં સાવીત્રી સંઝામાં
ગૌ ગંગા ગાયત્રી (૨) ગૌરી ગીતા મા, જયો જયો૦ ૭

અષ્ટમી અષ્ટ ભુજા નંદા આનંદા મા નંદા આનંદા
સુરનર મુનીવર જનમ્યા (૨) દેવ દૈત્યો મા, જયો જયો૦ ૮

નવમી નવ કુળ નાગ સેવે નવ દુર્ગા મા સેવે નવ દુર્ગા
નવરાત્રીનાં પુજન (શીવ) કીધાં છે બ્રહ્મા, જયો જયો૦ ૯

દશમી દશ અવતાર જય વીજયા દશમી મા જય વિજયાદશમી
રામે રામ રમાડયા (૨) રાવણ રોળ્યો મા, જયો જયો૦ ૧૦

એકાદશી અગીઆરસ કાત્યાયની કામા મા કાત્યાયની કામા
કામ દુર્ગા કાળીકા (૨) સામાને શામા, જયો જયો૦ ૧૧

બારસે બાળારૂપ બહુચરો અંબા મા બહુચરી અંબા
બટુક ભૈરવ સોહીએ (કાળ) તારા છે તુજમાં, જયો જયો૦

તેરસે તુલજા રૂપ તું તારૂણી માતા મા તું તારૂણી માતા
બ્રહ્મા વિષ્ણુ સદાશીવ (૨) ગુણ તારા ગાતા, જયો જયો૦

ચૌદસે ચૌદે રૂપ ચંડી ચામુંડા મા ચંડી ચામુંડા
માર્કંડેય વખાણ્યાં (૨) ગાઇ શુભ કવીતા, જયો જયો૦

પુનમે પુન્ય કરી સ્થભાવી નગરી મા સ્થંભાવી નગરી
વશીષ્ટ માંહે વખાણ્યાં (૨) સુણી કરજો કરૂણા, જયો જયો૦

સંવત સતાવન સોળે તીથી ભાવે મા સોળે તીથી ભાવે
સંવત સોળે પ્રગટયાં (૨) રેવાને તીરે, જયો જયો.

શીવ શકતીની આરતિ મા જે ભાવે ગાશે મા જે ભાવે ગાશે
ભણે શીવાનંદ સ્વામી (૨) સુખ સંપત થાશે કૈલાસે જાશે,
જયો જયો મા મુકત અંબે

